# कृष्णाराम उराविल्लास.



રચનાર

कृष्णाराम काशीराम.

છપાવી પ્રસિદ્ધ કરનાર

પટેલ જેરાભાઈ હીરાભાઈ.

નાના હથીઅપરા.



અમદાવાદ.

ી હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૨. સને ૧૮૮૬.



२८६८

# कृष्णाराम उरविल्लास.



રચનાર

## कृष्णाराम काशीराम.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## પટેલ જેરાભાઈ હીરાભાઈ.

નાના હબીબપરા.



## અમદાવાદ

માામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૨. સને ૧૮૮૬.

# દોહરા.

જીંદગી થોડી જાંણવી, અમર ન રેહેશો જોય.
ધન ધરણી યુવતી તણો, ગર્વ ન કરસો કોય. ૧

ધણ કારણ વણસાવસે, સમયક મૈત્રી જેહ;
હાંસી હર ઘડીયે થશે, ઉભય લોકમાં તેહ. ૨

કો દાતા કો સુંમછે, કો ધની કો નિરધન;
કૃષ્ણારામ કૃત એ મળ્યાં, સંશય ન ધરો મંન. ૩

## આશ્રય વીશે મનહર.

શોભા સદ ગ્રન્થમાંહી સરસ જણાય જેની,
પંચમે પ્રમાણી પૂર્વ પુન્યથી ગણાયછે;
કહે કૃશ્ણારાંમ કવી આશ્રયને આપે હેવા,
જોરાભાઈ જાંખી જોતાં જરૂર જણાયછે. ૧

## સુચના.

આ કાવ્ય ઘણા ફાયદા કારક અને મનરંજન થાય હેવી કવીશ્વરકૃશ્ણારાંમભાઈએ બનાવી અમોને અરપણ કરીછે.

પટેલ જોરાભાઈ હીરાભાઈ

છપાવનાર.

# कृष्णाराम उरविलास.



## प्रकरण १ लुं.

### મનબોધ—છંદ મનહર.

( કાના માત્રા વગરનો. )

ભજ્યમન જગધર જરૂર સમય સદ્ધ,
જરછ વખત નહી અમર અધમછ;
જપ તપ જત્ત શ્રમ કર મન કરૂ કઈ.
પસ્તઈ સતઈ નષ્ટ પ્રષ્ટ ક્યમ મધછ. ૧
કૃષ્ણ ઈષ્ટ કર દ્રઢ ભવ ભય મટ ત્યમ,
અવર ન ઉર ધર ઉધમ ઉધર ગઈ;
પણ શ્રવણ ન ધરૂ ભજન મદમ જમ,
મદન જનક જન વદજ પ્રસન થઈ. ૨
કીરીટ મુકટ ધર નટવર ઉરવશ,
વાંણી વીમલની કૃજ કૃપાનાથી આપજે;
કહે કૃષ્ણારામ શાંણા સજનને સારૂ કહુ,
તેઓ માંહી સકલ સંતાપને તુ કાપજે. ૩
કૃષ્ણ ચંદ્ર કૃપાકર કુંજ્ય વનમાં તે હરિ,
રાધા સંગ રમણમાં રાચી રહ્યા રંગમાં;
કૃષ્ણારામ તટી તને ધન આલીંઘીતો જ્યમ,
તેમ કૃષ્ણ રાધીકાને આલીંઘીતા અંગમાં. ૪
યસોદાના આંગણામેં વીચરી વાલો જે રહ્યા,

વળી વ્રજ વાંમા વ્રજમાંહી જેઓ ભોળવ;
કૃષ્ણારાંમ એવા હરી ઉરમાં આનંદે ધરી.
વાંણી વદ્ય વીમલ ખાંસો ન ખાસ બોલવે. ૫

# પ્રકરણ ૨ જું

## બ્રંહ્મદેવને ઠપકા વીશે—રાગ મનહર.

બ્રંહ્મદેવ ભુતલમાં ભાસે મુને એમ જાંણે,
વૃદ્ધ કેરો વખત વડીલ આપ આવીયો;
ત્રણ યુગ કેરી ત્રી અવસ્તા તે તમારી ગઇ.
કળીયુગ તમારૂં તે ચોથા પણુ લાવીયો. ૧
ચોથાપણુ માંહી ચીત ચોકસ તે રેતુ નથી,
ગાય કેરૂ ભેંસ તળે ઘડી ઘાલો ભુલમાં;
માટે હોંશ હૈયા કેરી હાવે મુકો હઘ થઈ,
સ્મૃતિહીણ થઈ સીદ રત્ન રોળો ધુળમાં. ૨
અન્યને તે સોંપો કાંમ કૃપણુ ન પામે દાંમ.
આપ માળા ગૃહી કર માંહી ભજો રામને;
સઠને તે સુખ જોઈ સાધુને તે પીડા જોઈ;
કહે કૃષ્ણારાંમ નાંખી દ્યો તમારા કાંમને. ૩
ભુલ્ય ઘણી ભુતલમાં બ્રંહ્મદેવ દીસે તારી,
કાળા કપટીનાં ઘર ગગનમાં ગાજતાં;
કૃષ્ણારામ રૂપ ગુણ ભર્યા જન ઝુંપડીમાં
ધુવેન અપાન તેની સાથે બોલ લાજતાં. ૪
કુરૂપતે કાળીયાને મેંસ આંજી ન જણાય,
કાપેલ કુવાડે મુખ બોલતાં ન આવડે;

કૃષ્ણારાંમ સુવીચારી વીધીયે તે વિત્ત આપ્યું,
આંખે નહી દીઠુ હશે ખાંપી આપ્યું પાવડે. ૫
વીધી ભુલ્યા વીચાર્યું ન વાંકતો વડો દીસેછે,
કૃપણતે કાળા મુખ વાળો સોને મડે તે;
કૃષ્ણારાંમ કલડાના ધુંધાસમ દેહ દીસે,
કોયલાની કોટડીથી સોધ્યા નહી જડે તે. ૬

## પ્રકરણ ૩ જું

### વડા સાથે વેર વિશે—છંદ મનહર.

વડા જન સાથે જ્યારે વેરનો વધારો થાય,
સજ્જન તે શાંણા તારે થાય તેવું સાંભળો;
સુડી વચ્ચે સોપારીને છછુંદર સાપે ગ્રહી,
જોગ લેતો મરે છોડયે થાય સાપ આંધળો. ૧
વેર કેરૂ ઝેર નહી જાય તે જરૂર જાણો,
ઉર કેરા વેરનો તે જાય નહી આમળો;
કહે કૃષ્ણારાંમ કવિ કૃતિ કરી નડે કેવી,
આંગળી સુજીને પછે થાય મોટો થાંભલો. ૨
વાંક જો વડાનો હોય વેર ન વડાશું કરો,
જબરાની સાથ ભરે બાથ તો મરાય છે;
કૃષ્ણારાંમ ઉરમાં વીમાંસવું પછીથી પડે,
વડા કેરી વાંચ્યે જ્યારે ડેડકી ડમાય છે. ૩

## પ્રકરણ ૪ થું.

### સાચાઈ વીશે—છંદ મનહર.

સાચાનેન આંચ લાગે જુઠાનો ન ભય ભાગે,

સોનાને ન શ્યાંમ લાગે પીતળ કટાય છે;
કૃષ્ણારાંમ કૃત્ય કર્યાં પુડળથી પુઠ ગૃહે,
પોતા કેરૂ પાપ તે પોતાને પછેં ખાયછે. ૧
સજ્જન સોનાને શ્યામ અડે નહી આંખ્યે જુવો;
અગની ન કોઇ દીન ઉધઇ ન લાગતી;
કહે કૃષ્ણારાંમ સત્યવાદી કદી હારે નહી,
શું થયું દશા જો કદી આવે તેની ભાગતી. ૨

## प्रकरण ५ मुं.

### અન્યને આળ વીશે—રાગ મનહર.

કેરડાના વૃક્ષને તે પત્ર નહી આવે તેમાં,
વસંત રૂતુનો તેમાં દોશ કેમ કાહાવીયે;
ઉલુકને અરૂણનો ઉજેસ ન ભાસે તેમાં,
સુરજને શીર તેનો દોશ કેમ લાવીએ. ૧
ચાત્રુકાના મુખ માંહી ન પડે વૃષાનું વારી,
મેઘ તણો દોશ તેમાં કહો કશો કાઢીએ;
કહે કૃષ્ણારાંમ તેમ ભવીશ્યમાં લખ્યું થાય.
અન્યને તે કોઇ દીન દોશ ન ચડાવિયે. ૨

## प्रकरण ६ ठुं.

### વિદ્યા વીણના જીવતર વીશે—મનહર.

વિદ્યા વીના જન કેરૂં જીવતર જાંણો કેવું,
શ્વાન પુંછ સમ સૃષ્ટિ માંહી તે શોભાયછે;
શ્વાન પુંછ મક્ષીકાના દંશને ન દુર કરે,
વળિ લાજ લાવી જુવો અપાન ઢંકાયછે. ૧

એ તસ્કુ સ્વજન કેરૂં રક્ષણ ન થાય તેથી,
પછી તેના ભવિષ્યમાં લખ્યું તેમ થાય છે;
કહે કૃષ્ણારામ તેમાં ફેર કાંઈ દીશે જુવો,
વિદ્યા વાળા જનને ત્રીલોચન લખાય છે.

## પ્રકરણ ૭ મું

### આત્મદોશ દેખે નહી તે વિશે—મનહર.

આત્મ દોશ દેખે નહીં પર દોશ દેખે ઘણો,
જેમ અંતરમાં વાહાલું લાગે બાળ આપણું;
કહે કૃષ્ણારામ પગ તળે બુણી બળે તોપે,
આંગળી કરીને અન્યનું દેખાડે તાપણું. ૧
મોટા મન ધાર્યું કરે આપણાથી તે ન થાય,
મોટા કેરૂં કહ્યું કરી દીન તે ગુજારીયે;
કૃષ્ણારામ કૃષ્ણજીયે ગીરી ધર્યો કરપર,
વળી વ્રજમાંહીં મોહ્યા વ્રજ કેરી નારીયે. ૨
કઠોર ભાષણ કરી કોઇને જે દુઃખ દેવું,
વળી સમજે ન મુંઠ પરાયો કે આપડો;
કૃષ્ણારામ તોયે પણ મોટા મન એમ ધારે,
વાયસછે વાંણી ક્યાંથી લાવે બીજી બાપડો. ૩
ઉલટુ તે ઉલટથી ઊંધા ઉર વાળો બકે,
બુદ્ધિ બીજી લાવે ક્યાંથી હાટમાં વેચાયછે ?
કહે કૃષ્ણારામ દુઃખ સજ્જન ન માંને તેનું,
કાગડાના કુળમાં તે ક્યાંથી હંસ થાય છે. ૪

# પ્રકરણ ૮ મું.

## શાહુકાર આશામીને દુઃખ દે તે વીશે—મનહર.

શાહુકાર થઈ ધીરે દ્રવ્ય કોઈ આશામીને,
કરે ખુબ ખાંણી તેને ધારે પછી તોડવો;
કહે કૃષ્ણારાંમ તેને કુળ માંહી કેવો કહો,
ઉગ્યો વૃંદાવન માંહી પલાંડુનો છોડવો. ૧
દર દર માંહી નથી નીપજતી ઘુંય જોની,
કોઈ દરે વ્યાલ વસે તેતો ડસી ખાયછે;
કૃષ્ણારાંમ લંપટને લાંચ ઘણી ધાંચ ઘાલે,
કોઈ દીન શેર સીર સવાશેર થાયછે. ૨

# પ્રકરણ ૯ મું.

## વાંકા દીન વીશે—મનહર.

વાંકા દીને વાડમાંથી ફાડીને વીધાતા મરે,
વળી એક આંખ્ય વાળાની તે આંખ્ય જાયછે;
કૃષ્ણારાંમ કષ્ટ કેરી કષ્ટે લાહ્ય ઓલવતાં,
હુતાશન માંહી વારી ઘૃત સમ થાય છે. ૧
ગૃહ વાંકે ફાંશ કાહાડે સાલનો પ્રવેશ થાય,
બકરીને કહાડે ત્યારે ઊંટ પેશી જાય છે;
કૃષ્ણારાંમ વાંકા ગ્રહે ઓચીંતી આવીને પડે,
કોટડીમાં મીત્ર કેરો વાઘ ચીરી ખાયછે. ૨
વાંકા દીને વાટ્યમાંથી વા'લાં સઉ વે'રી થાય,
ફકતામાં પાદુ દેવા પરાયા ન છુટતાં;

કહણારાંમ દાઝ્યાપર વાંકા દીન ડાંમ દેછે,
સાત સાંધવાને. જાતાં જોની તેર તુટતા. ૩

# प्रकरण १० मुं.

## પાંશરા દીન વીશે--મનહર.

પાંશરે તે પાડા દુઝે મહીસી વકે વહુકે,
ભાગ્યશાળી જનને તે ભુતાં રળી આપતાં;
કહણારામ વાંકા દીને વાંકુ જન કેર થાય,
કોથળીએ કર ઘાલે કરડેછે સાપ તાં. ૧
સીમુ કેરો સાથ મળી તક્ર ન પીવાય કયઞેં,
અન્ય મુવા થકી આપ સ્વર્ગમાં પોચાયછે!
કહે કહણારાંમ હૈયું બાળો તેથી હાથ બાળો,
દરજીયે સુઇ થકી સાપ ન મરાય છે. ૨

# प्रकरण ११ मुं.

## અન્યાયના દ્રવ્ય વીશે—મનહર.

અન્યાયનુ ઉતપન્ન દ્રવ્ય દસ વર્ષ રેહે,
વર્ષ અગીયારમેં તે જાય મુળ કાઢીને;
કહે કહણારામ દુધ કેરા દુધ માંહી વસે,
પાંણી કેરા પાંણીમાં જળે તે પંચ પાડીને. ૧
વડાને ન વેર કરી વડવું ગરીબ સાથે,
અહંકારે એમ ધારી એશું કરનાર છે;
કહે કહણારાંમ મધુસુદન દીસે છે હરી,
દીકરી તે જુવો દીસે કુંભ કેરો કાર છે. ૨

# प्रकरण १२ मुं.

## વગર વીતના જન વીશે—મનહર.

ગર્થ વીના ગુણહીણ કહે લોક ગેંગલો ને,
ગર્થ મળે લોક કહે વડો શેઠ ગંગજી;
કહે કૃષ્ણારાંમ બારે નામ દ્રવ્ય કેરૂં દીસે,
ગર્થ ગયે પાછા લોક કહે ગેંગો બંગજી. ૧
ધન વીના ધરણીમાં ખુબ મળ્યું ધારો જીવ્યું,
લોક માંહી લેખું નહી વળી કહે બાપડો;
કૃષ્ણારાંમ સગાં તેનાં સંતાઇને તેથી ફરે,
અવર તે ક્યમ કહી બોલાવશે આપડો. ૨
પૈસાવીણ પક્ષ નહી મીત્ર નહી માંન્ય નહી,
મોટમનું મુળ તેતો માયા માંહી જાંમતું;
કૃષ્ણારાંમ હલકામાં હલકો તે વીત્ત વીના,
ત્રણ કેરૂં મુલ તે મનુષ્ય નથી પાંમતુ. ૩
પઇશા વીના પુંઠ નહી પૈશા વીના પાળે નહી,
પૈસા વીના પુછે નહી પૈશે પુંઠ થાય છે;
કૃષ્ણારામ પૈશા વીના પાંમર ગણેછે પુંઠે,
પૈશા વીના પલાય ત્યાં પરાયાં પલાયછે. ૪

### છપો.

વીત વગરનો જંન, દાંમણો દેહે દીસે;
વીત વગરનો જંન, મંન હમેશાં હીસે.
વીત વગરનો જંન, તંનને તાડે રીસે;
વીત વગરનો જંન, દીન બોલથી બીસે.

વીત્તવીણ વસમુંછે સદા, સંસારે સુખ નહી મળે;
કહે કરુણારાંમ કોઇ કાર્યમાં, વીત્તવીણ દીન કંઈના વળે.

# પ્રકરણ १३ मुं

પૈશા સરખી ચીજ, પાંમરને પંડીત કાહાવે;
પૈશા સરખી ચીજ, નીચ ગંગામાં નાહાવે.
પૈશા સરખી ચીજ, રાજ્ય રૂડાને લાવે;
પૈશા સરખી ચીજ, ધીજને દુર કરાવે.
પૈશે પંચ પ્રમાણતા, પૈશે પટલૈયો કરે;
કહે કરુણારાંમ પૈશા વીના, ડાહ્યા જન ગાંડા ઠરે.

## મનહર.

પૈશાવીણ પોલ કહે પૈસા વીણ ગોલ કહે,
પૈશાવીણ છોલ કહે પૈશે પાણી પાય છે;
કરુણારામ પૈશે ગુણ પાપીના પળાય ઘણા,
પૈશાવાળા પાંમરના ગુણી ગુણ ગાયછે. ૫

## છપો.

પૈસા હોય જો પાસ, દાસ મુખ આગળ રહેછે;
પૈસા હોય જો પાસ, આશ કરી ગુણી ગુણ કહેછે.
પૈસા હોય જો પાસ, ત્રાસ મન શત્રુ પામે;
પૈસા હોય જો પાસ, વાસ વગડામાં જામે.
પૈસે ગજ ગરથ ઘોડલા, પૈસે પાલખીયો મળે;
કહે કરુણારાંમ પૈસા થકી, સ્વર્ગમાંહી સુખથી પળે.

## प्रकरण १४ मुं

### સઠને શીખામણ વીશે—મનહર.

શાસ્ત્રકેરી વાત કોઈ સજ્જન સઠને કહે,
દોશ કાહાડી કેનારના સામાં માંડે સીગણાં;
કૃષ્ણારાંમ ઊંધા ઉરવાળો જન સમજે શું,
કહે કાળા મુખ્ય કેરો પોથીમાંનાં રીંગણાં. ૧
બધીરને શંખનાદ સોહામણો લાગે નહી,
આંધળાને દીપ નહી જુવો કાંઈ કાંમનો;
કૃષ્ણારાંમ સઠને સુસંગનો તે રંગ નહી,
વીધીયે લખી બગાડ્યો છઠી કેરા ઠાંમનો. ૨
ઉલટું તે ઉર માંહી ઉલટથી આંણી બકે,
સુલટાની સમજણ સમુળમાં વીસરે;
કૃષ્ણારાંમ જોતરાં તે કોઈ દી ગળામાં પડે,
ત્યારે જાંણે પોલી ફટિ પુરણ આ નીસરે. ૩

## प्रकरण १५ मुं.

### શત્રુનો સંગ ન કરવા વીશે—મનહર.

શત્રુ કેરો સંગ શાંણા સજ્જને કરવો નહી,
શત્રુકેરા સંગથી તે સારો સંગ સાપનો;
કહે કૃષ્ણારાંમ સાંપ કરડે છે એકવાર,
અરી ડસી કોટીવાર પ્રાંણ લેશે આપનો. ૧
સોડ્ય કેરા સાપને તે કરડતાં વાર નહી,
વ્યાઘ્ર વસે પડોશ તે પુઠને તકાસવો;
કહે કૃષ્ણારાંમ તેમ દુરિજન ઘાત સાંધે,

ગફૂલત કેરો જાઈ નથી રહ્યો વાસતો. ૨
ભુત ઘણા ઠેકી પડે હનુમાંન હડી કાડે,
મંઝાર તે મુશકને આંખ્ય ફાડી ખોળતા;
કહે કૃષ્ણારામ જટ કાપે માંખ્ય જેને ઘેર,
તેને ઘેર જંન જાચે આવે રાખ્ય ચોળતા. ૩

## प्रकरण १६ मुं.

**રાજ્ય રળીયારી નહી તે વીશે—મનહર.**

રાજ્ય રળીયારી નહી દેવને ન ફાવે જુવો,
છાંણે વીંછી ચડાવીને વેર ન વધારશો;
કહે કૃષ્ણારાંમ વેર વીશને હલાવશોતો,
જ્વાળા લાગે જંપાઈને સ્વરગ સધારશો. ૧
( મોટા બરોબરી ન થાય તે વિશે. )
કેકીની તે કળા જોઇ કાકડીયો કળા કરે,
કહો કેકી કળાસમ કાકડીયે થાય છે!
કૃષ્ણારાંમ તેમ ચહે ગુણી સમ ગુણ હીણુ,
મુરખ તે ચોર સાથ ચણા જ્યમ ખાય છે. ૨

## प्रकरण १७ मुं.

**ઈશ્વરે અકલ અંધારામાં વેંચી તે વીશે—મનહર.**

ઈશ્વરે તે અકલને વેંચી જો અંધારા માંહિ,
એક થકી એક જાંણે અધીક તે આપીછે;
અકલનો અધુરો ન પૈસા કેરો પુરો નહી;
કૃષ્ણારાંમ કૃષ્ણજીની માયા કેવી વ્યાપીછે! ૧

## प्रकरण १८ मुं.

**દ્રવ્ય વાળાને દાંન ન આપવા વીશે—મનહર.**

કીચ થકી કીચ કસો ધોવાયો ન દીસે ક્યઊં,
પુન્ય કરે પાંમરને કયણ પુંન્ય થાય છે;
કઠણારાંમ તેમ દ્રવ્ય વાળાને જે દાંન દેઉ,
રક્ષા માંહી ઘૃત હોમ્યું વૃથા જ્યમ જાયછે.
પારસ સાહા મણી મળેથી જુવો પીડા જાય,
ખોટાં કાચ કીડીયાંથી કજ ક્યાંથી પામીયે;
કહે કઠણારાંમ કઠણ વિના અન્ય ભજવું તે,
કુશકાને કરેથી કણ ક્યાંથી પામીયે.

## प्रकरण १९ मुं

**મુર્ખમાં ગુણી ન ઓળખાય તે વીશે—મનહર.**

વ્યંડલના વૃંદ થકી વંશની ન વૃદ્ધિ થાય,
ગોવાળના ટોળા માંહી ન્યાય કસી થાયછે;
કઠણારાંમ ગુણી વીના ગુણી ઓળખાય નહીં;
ઝવેરી વીના તે રત્ન ક્યાંથી ઓળખાયછે! ૧
હીજડાને ટોળે જેમ હાર જીત હોય નહી,
ઉભય તેવામાં થકી પ્રજા ક્યણ થાય છે;
કઠણારાંમ ગુણીને તે માંન્ય મુરખામેં નહી,
સઠ કેરે મન કહો સાધુ પરખાય છે! ૨
ઉલુકના કુળમાં તે ઉન્જેશ ન ઉર કોને,

આહીરના કુળ માંહી ગાય ન જણાય છે ?
કહે ણારાંમ કપંણના કુળમાં દાતાર નહી,
કુકેરને કેળાં કોઈ દેશમાં તે થાય છે ? ૩
ગુણી માંહી ગુણી ઘણો ગુણવાન થાય સહી,
ગોવાળના ટોળા માંહી ગોવાળ સરાય છે;
કહેણારાંમ પાશાણમાં હીરો તે પાશાણ જેવો,
શોના કેરા શંગ માંહી માહા મુલ્ય થાય છે. ૪

## प्रकरण २० मुं.

### કર્મે લખ્યું થાય તે વીશે—મનહર.

જે દીનેથી જનેતાના ઉદરમાં વૃંદ જંડ્યું,
તે દીનેથી દીન તેના સઘળા નીમાયછે;
કહે કહેણારાંમ કેવી રચના છે દૈવ તણી,
વ્યાધી મૃત્યુ સુખ દુખ ત્યારથી લખાયછે. ૧
નીજ કેરૂ વદન તે વક્ર હોય જોની ઘણું,
દરપણ સાર તેનો દોશ ન ચડાવીયે;
કહેણારાંમ દત વીના ફળ કાંઈ પાંમો નહી,
ક્યાંથી મણી મોતી માળા સોનેથી મડાવીયે. ૨

## प्रकरण २१ मुं.

### પ્રભુ પુરૂં કરે તે વીશે.—મનહર.

કીડીને તે કણ મળે હાથીને તે મણ મળે,
પ્રભુ પુરૂં કરે પ્રાંણી સકળનું ધારજો;
કહેણારાંમ સંકટનો ભાર જ્યમ સ્વાંન વહે,

એવું મન થાતાં માંહી સદ્ય તમો વારજો. ૧
હાય હાય કરે તેને ઘેર હાય હાય રહે,
સંતોષીને સુખ એમ સદાય તે જાણવું;
કરૂણારામ કરૂણ કેરૂં નિરખું થાય નીશદીન,
કટી કસીને તે ક્યમ આપણે તાણવું. ૨
અજગર ઉદ્યમ કરેછે કશો કાંઈ કહો!
પંખી થકી કાશદ પણ તે કાંઈ થાય છે!
કરૂણારામ હરી પુરૂ કરે પ્રાંણી કેરૂ પોતે,
કાષ્ટ કેરા કીટને તે પાંણી કોણ પાયછે. ૩

## પ્રકરણ ૨૨ મું.

### ગત અવસર મળે નહીં તે વીશે—મનહર.

ગત અવસર મળે નહી ફરી કોઈ દીન,
વેળા વીતે મોડને તે મુકવાનો થાંભલે;
કરૂણારામ કામ અણી વણસાવી કાડી લેવું,
ગત પ્રાંણ આવે નહી ફાવે તેમ સાંભળે. ૧
ખોળા કેરૂ ખાવું તજી દુર ખાવા ધાવું નહી,
પોતા કેરૂ પડ્યું મુકી પારકે ન ધાવુંજી;
કરૂણારામ ઉછંગના પુત્રને તે દુર કરી,
ઉદરના ગર્ભનું તે સુખ ક્યમ સાહાવુંજી. ૨

## પ્રકરણ ૨૩ મું.

### આત્મદોશ ન દેખવા વિશે—મનહર.

જાતનો ચમાર પરને તે આડ આડ કરે,
ચાંમડાનો ચુંથનાર ચતુરાઈ દાખવે;

કહે ક્રશ્ણારાંમ પુરૂ અપાંન તે ખુવે નહી,
શું થયું વાયસ પેઠે બોલી એવી રાખવે. ૧

અવરની વાત વણી વધારે કરે જે ધણી,
કોડી ખોઇ કાદવતે કર માંહી કાહાડવો;
કહે ક્રશ્ણારાંમ મળે માથાનો તે કોઇ દીન,
નીંદ્યા કેરો અવળો તે આવો કાઢે લાડવો. ૨

અવરને એમ કહેવું વાંમા તારી વાંકી ચાલે,
આપણી તે હોવ જોની વાડચપર ચાલતી;
કહે ક્રશ્ણારાંમ પુઠય પોતા કેરી પેખે નહી,
પોતા કેરી પેખે નહી પરાયાની સાલતી. ૨

## प्रकरण २४ मुं

### મુર્ખને શીખ લાગે તે વીશે—મનહર.

મુરખને શીખ નહી લાગે લાખો વાર કહે,
પાંણી થકી પથરો તે કહો શું ભીંજાય છે;
ક્રશ્ણારાંમ સીખ સુગરીયે વાંદરાને દેતાં;
ઉલટું તે સુગરીનું ઘર ભંગ થાય છે. ૧

## प्रकरण २५ मुं.

### કૃપણ વિશે—મનહર.

ભણેલાના સાથ માંહી અભણ દીસેછે જ્યમ,
દક્ષ કેરી પ્રીત માંહી મુર્ખ નથી લોભતો;
ક્રશ્ણારાંમ દાતારના સંઘમાં કૃપણ કેવો,
જેમ હંસ વૃંદ માંહી વાયસ ન શોભતો.

## प्रकरण २६ मुं.

### કૃષ્ણ ભક્તી વીશે—મનહર.

ક્રશ્ણ ભક્તી અભાગ્યને ભાગ્ય વીના ક્યાંથી મળે,

સ્થળ વીના તરૂ જુવો દીસે કંઇ જામતું;
ક્રષ્ણારાંમ હરીરસ સીંહણનું પય જ્યમ,
સોના કેરા પાત્ર વિના સ્થિતિ નથી પામતું. ૧

સ્વર્ગનાં લક્ષણ વિશે.

કરે બ્રહ્મ ભોજન તે ભુતળમાં ભાવ ધરી,
પુજન તે પ્રભુ કેરૂ કરે ઘણી પ્રીતથી;
પુન્ય પર પ્રીત ધરે મુખથી મધુર વદે,
ક્રષ્ણારાંમ કે'વો સ્વર્ગ વાસી એવો રીતથી. ૧

# પ્રકરણ ૨૭ મું.

નર્કના લક્ષણ વીશે—મનહર.

ક્રોધ અતી ઉર ધરે કઠોર ભાષણ કરે,
વળી દરીદ્રતાને સ્વજન સાથે વે'ર છે;
નીચનો પ્રસંગ કરે કુળહીન સેવા કરે,
ક્રષ્ણારાંમ તેતો નર્કે જાય કાળા કેર છે. ૧

# પ્રકરણ ૨૮ મું.

વાગે તેને પીડયા વીશે—મનહર.

વાગે તેને પીડ્ય પડે મરે તેને બીડ્ય પડે,
મળે તેને સોને મડે કુબળો દમાય છે;
ક્રષ્ણારાંમ કોની હાંસી કુડા દીનમાં ન કરો,
મંઝારના હસવાથી મુષક મરાય છે.

# પ્રકરણ ૨૯ મું.

સકર્મી વીશે—મનહર.

સકર્મીની સોકય મરે અકર્મીની માડી મરે,

રાંકની ન રાડય ચાલે રાય જીતી જાય છે;
કૃષ્ણારામ કર્યાં કૃત્ય પુરવનાં મળે સહી,
ભવીશ્યથી જુદી આડી અવળી ન જાય છે.

## प्रकरण ३० मुं.

### ખળનો ગુણ—મનહર.

પરના તે હીત માંહી ખળ કેરી હાંની થાય,
પરની તે હાંની માંહી ખળ હરખાય છે;
કહે કૃષ્ણારામ મળતરે માંહી જુવો ભ્યમ,
રેત માંહી તેલ નહી પીલે શ્રમ જાય છે,

## प्रकरण ३१ मुं.

### સારા નરતા ભક્ષણ વીશે—મનહર.

કુરૂપ સગુણ ઢાંકે દીપ ઢાંકે તીમીરને,
જેવું જન ખાય તેના તેવા ગુણ થાય છે;
કહે કૃષ્ણારામ માંસ મદીરાનો આહારી જન,
ક્યાંથી લક્ષ્મી વર કેરા ચરણે લોભાય છે?. ૧

## प्रकरण ३२ मुं.

### આત્મા ભીન્ન કરી જોવો તે વીશે—મનહર.

તલ માંહી તેલ રહે પુષ્પમાં સુગંધ રહે,
કાષ્ટ માંહી વન્હિ રહે પય માંહી ઘૃત છે;
કૃષ્ણારામ આત્મા એમ દેહ રૂપ ભાસે તેને,
ભીન્ન કરી અવીનાસી જુવો ન તો મૃતછે,

## પ્રકરણ ૨૩ મું.

### માંન્ય વીશે—મનહર.

અધમ તે ઇછે ધન મધ્યમ તે ધન માન્ય,
ઉતમ તે ઇચ્છે માન્ય એકુલાને જાંણુજો;
ક્રશ્ણારાંમ મોહા ધન માન્ય એ મનુશ્યને તે,
અહીં માન્ય તેને માંન્ય સ્વર્ગે ઉર આંણજો.

## પ્રકરણ ૨૪ મું.

### શાન્તિ વીશે—મનહર.

શાંતી તુલ્ય તપ નહી તૃષા જેવો બાધી નહી,
વીદ્યા કાંમ ધેનુ વળી ઉર માંહી આંણજો;
ક્રશ્ણારાંમ સંતોષીના સમ સુખ બીજુ નહી
ધર્મ થકી દયા મન સદ્ય મોટી મન જાણજો. ૧

## પ્રકરણ ૨૫ મું.

### ક્રપણના દ્રવ્ય વીશે—મનહર.

ક્રપણને દ્રવ્ય કેરો ઉપભોગ જુવો ભ્યમ,
કડછી તે કડી કેરા સ્વાદને ન જાંણતી;
ક્રશ્ણારાંમ સાકરની ગુણ્ય ગ્રહી ગધેડીયે,
સ્વાદ ગુણ બીચારી ન જાંણે ભાર તાંણતી.

## પ્રકરણ ૨૬ મું.

### વીશ્વાસધાત વીશે—મનહર.

કુવે મેલી વરતને વાહાડી જે વડાઇ કરે,
વળી ઋજુ કરી કોઈ જંનને જે છેતરે;

કહે કૃષ્ણારામ કૃત્ય કરડે તે કોઈ સમે,
નારને મુકીને કોઈ દીન પેર વેતરે. ૧

## પ્રકરણ ૩૭ મું.

કુભરાગર ભાઈયોમાં રહેવું તે વીશે—મનહર.

જે વનને વાઘ વાળ નીશદીન સેવી રહ્યા,
તે વનમાં ફળ ફુલ ખાઈ સુખ માંણવું;
કૃષ્ણારામ તેમાં વસવું તે સારૂ સમજની,
બંધુ માંહી ધન હીન ધીક જીવ્યું જાંણવું. ૧

## પ્રકરણ ૩૮ મું.

એક એકના દ્વેશ વીશે—મનહર.

મુરખ તે પંડીતનો દ્વેશ કરે દ્રષ્ટ જુવો,
અધન તે માહાધન કેરો દ્વેશ આણતા;
કૃષ્ણારામ સુભગાનો દુરભગા દ્વેશ કરે,
એવી રીતે મુઢ મન મોટમને માંણતા, ૧

## પ્રકરણ ૩૯ મું.

પ્રભુ પળમાં ચાહે તે કરે તે વીશે—મનહર.

ત્રણનો તે મેરૂ થાય મેરૂ કેરૂ ત્રણ થાય,
હોય તેનુ જાય વળી જાય તેનુ થાય છે;
કૃષ્ણારામ પળ માંહી પ્રભુ ચાહ્યું પોતે કરે,
કંકરનો ગીરી, ગીરી કંકર જો થાય છે. ૧

## પ્રકરણ ૪૦ મું.

પોતાના ઘરમાં સુરાઈ વીશે—મનહર.

આપણી તે શેરી માંહી શ્વાન શેર સમ થાય,

મંઝાર મંદીર માંહી મૃગેંદ્ર જો થાય છે;
કશ્નારામ ઘર કુકડા તે ઘર માંહી લવે,
સમશેર સભા માંહી સદ્ય વખણાય છે.

## प्रकरण ४१ मुं.

બ્રહ્મદેવે જોઇએ તેમ આપ્યું નથી તે વીશે—મનહર.

સોનામાં સુગંધ નહી શેરડીને ફળ નહી,
સુખેડના વૃક્ષને તે ફુલ નથી આવતું;
વીદ્વાનને વિત્ત નહી નૃપ ઘણું જીવે નહી,
કશ્નારામ વીધીયે ન આપ્યું કાંને ફાવતું.

## प्रकरण ४२ मुं.

કોઇની ચડતી કળામાં પગ દે તે વીશે—મનહર.

વે'તિ નીકે પગ દેછે ગરીબને ગાળો દેછે,
રાંકને રંઝાડવાને પડે પોતે સાંસરો;
કહે કશ્નારામ કુળ માંહી તે કસુત કેવો,
બોરડીનો કાંટો એક વાંકો બીજો પાંશરો.

## प्रकरण ४३ मुं.

ગરીબના બગાડવા વીશે—મનહર.

ગરીબને વીપ્ર કેરી વ્રતીયોને છેદે મુંદ,
વળી સુરો સંત સાધુ જીવારાને ટાળવા;
કહે કશ્નારામ વાડય નબળીયે છીંડું પાડે,
કપરા છે કર બોરડિને જાળે ઘાલવા.

# પ્રકરણ ૪૪ મું.

## પોતાની મોટાઈ વીશે—મનહર.

આપ માંન્ય ઉંચુ કરે પર માંન્ય નીચુ ધરે,
ધારે પરાયા મરોડને તે મુઢ મોડવો;
કહે કૃષ્ણારાંમ કુળ ઇકોતેર બોળ્યાં વળી,
જાંણે ઉગ્યો તુળસીમાં ભાંગ્ય કેરો છોડવો.

# પ્રકરણ ૪૫ મું.

## માંણસમાં એકુપણ ગુણ જોઈએ તે વીશે—મનહર.

કેતકી તે કાદવમાં કાંટા વાળી થાય કહુ,
વળિ વક્ર વદનને વીશ ધર વાસ કરે;
કહે કૃષ્ણારાંમ પણ સુગંધ એ ગુણ ગૃહ્યો,
માટે લોકો લાખો ઘણી પ્યારી કરી પાસ ધરે.

# પ્રકરણ ૪૬ મું.

## મુર્ખ વીશે—મનહર.

મુરખને સંઘ કેરો રંગ નહી લાગે જુવો,
દુધ ધોયા કોયલા તે ઉજળા ન થાય છે;
કહે કૃષ્ણારાંમ કાળે કાંમળે ન ચડે રંગ,
સઙ કેરા સંઘ માંહી માલે મુળ જાય છે.

# પ્રકરણ ૪૭ મું.

## જુઠય ન નભાવા વીશે—મનહર.

જુઠ બોલી જાર કરે ચોરી વળી પાપ કરે,

તેને યમરાય દુત રણ માંહી રોળશે;
કરશનદાસ જુઠ્ઠ કેરો આયુરદા એક પળ,
પછી તેનાં પાપ મેડી મોભે ચડી બોલશે.

## प्रकरण ४८ मुं.

### દ્વેશ વીશે—મનહર.

દ્વેશ કરે પોતાનો તો પોતે મૃત્યુ પાંમે સહી,
પર કેરા દ્વેશમાં તે જોનિ દ્રવ્ય જાય છે;
નૃપ કેરા દ્વેશમાં તે સ્વદેશનો નાશ થાય,
બ્રાંહ્મણના દ્વેશથી તે કુળ ક્ષય થાય છે.

## प्रकरण ४९ मुं.

### દુરીજન સજ્જન થાય તે વીશે—મનહર.

સુણો શાંણા દુરીજન સજ્જન કરવા કેરો,
ઉપાય તે અવનીમાં એકે નહી ફાવીયે;
કહે કરશનદાસ ધુવે અપાંન હજાર ફેરા,
તોયે અન્ય ઇંદ્રી સમ શ્રેષ્ટ કયમ કાવીયે.

શ્રી કૃશ્ણ ભગવાંન મથુરાં ગયા પછી રાધીકાના
વીયોગથી વીરહાતુર થઇને રાધીકાની તારીફ
કરેછે તે વીશે ગરબી ૧ લી.

સોહવાતુ નથી પ્યારી મુને નીશ દીન,
તલખુંછું જ્યમ જળથી વછુટ્ટ મીન. સો૦ ટેક.
વાસુકી સરખો અંબોડલો તાહરો,

તે માંહી સોભે સેંથો સીંદુરે સારો;
કપોળે અર્ધ ચંદ્રનો ચળકારો, સોવાતું૦ ૧
ધનુષ સમ ભૃકુટી ભ્રુરકીયે ભરી,
કપાળ કેસર આડચ સુધારી કરી;
દ્રષ્ટીરે મારી ત્રણ બીંદુ માંહ્યે ઠરી, સોવાતું૦ ૨
મૃગ નયની તે મુખડુ મુને દરસાવ,
બીંબા ધરી તું કાંઈરે સંદેસો કહાવ;
ચંદ્રાનની તેં અલગો કર્યો શું ભાવ, સોવાતું૦ ૩
નાસીકા સુક ચંચ સમી જેની,
વાંછના ઉર અળગી ન થાય તેની;
નથી ગમતુ ધીરજ ધરૂ સેંની, સોવાતું૦ ૪
હસ્તાં જેને ખંજન પડે ગાલે;
તેજ પ્રીયા વીના ધટીયે નહી ચાલે;
વારે વારે જે મારા સાંમું ભાળે, સોવાતું૦ ૫
ઉભય કર ગજ સુંઢ સમ શોભે,
ચુડલે ચોપ ચળકેથી મન લોભે;
રદય જેનુ મુજ નેત્રને થોભે, સોવાતું૦ ૬
કંચુકી પર હાર હેમે જડીયા,
તે હારે મારા ઉર માંહી મડીયા;
તે આજ મારે મોં વાસી થૈ પડીયા, સોવાતું૦ ૭
ઉદર પોયણ પાન સમું જેનું,
પાંમીશ ક્યારે દરશણ હું તેનું;
મુખ જોઈશું ક્યારે મીશ કરી શેનું. સોવાતું૦ ૮

ઝંઘા જોઈ કદળી બળે રીશે,
તે સેવાશેણને જોઇશું કયે મીશે;
અરે આ મારૂ મન મળવા હીશે, સોવાતું૦ ૯
પલક મુને કલપ શમી વીતે,
તો દીન નીશા કાહાડુ કેઈ રીતે;
ભાળવાનું મારે રહ્યું ન કોઈ ભીતે, સોવાતું૦ ૧૦
ઘડીયે મુને ઘરમાં નથી ગમતુ,
બહુ દુખ મારૂ તુજ વીણ નથી સમતું;
વીયોગ દુખ મારૂં નથી ખમતુ, સોવાતું૦ ૧૧
મેળાપ મારો મેલાં કરશે કયારે,
કહેછે કૃષ્ણારાંમ હરી જ્યારે;
વ્યાકુળ થાય પ્રાંણી પશુ ત્યારે, સોવાતું૦ ૧૨

**કૃષ્ણ રાધીકાની તારીફ કરેછે તે વીશે લાવણી.**

આવી બારણે ઉભી રે'તી, ચંદ્રવદન એ મૃગ નયની;
નીશાં ભુવનમાં ભાર ભરેલી, સોભીતી યોવન વયની.
કાંમ કટાક્ષની માંય ભરેલી, નેત્ર નચાવી કીકી કસે;
ભૃકુટિમાંહે ભુરકી ભરીને, સ્નેહ સીંધુની માંહ્ય વસે.
અધર દબાવી તન કંપાવી, કુચ મંડળને કંપાવે;
મધુર મુખથી હાસ્ય કરીને, નેહ નેણનો થંભાવે.
હાવ ભાવ કટાક્ષે કરીને, માહા મુનીનાં મંન ચળે;
નેત્ર ઉભયની ક્રીડા જાંણે, વસંત કામને આવી મળે.
હેમ વરણ સર્વાંગે શોભે, શોભીતા સણગાર ધરી;
હસતાં ખંજન ગાલે પડતાં, કેશર આડચ કપોળ કરી.

કટી લંક ન કલંકી કેરો, મનમથને તે લોભાવે;
પાયે પીંજનની કીંકણીયો, વૃંદ મળી મધુર ગાવે.
સુવાસ અંગના સમીર થકી તે, સટપદ આવી ગુંજ કરે;
ભ્રમર સ્નેહનો સીંધુ ઉલચી, એ વામાને અંગ ભરે.
ઘંન ઘટામાં દામની ચમકે, તેમ અંગ ચીરમાં ચળકે;
બેરૂં કંગન કરમાં ગરજે, મધુર હાસ્યથી મુખ મળકે.
સરવાંગે શણગાર સોભતા, કનક લતા જ્યમ જુકી રહી;
કંઠ કોકીલા જોઇને પાસે, દીન થઇને ઉભી રહી.
એ અબળા પળ એક ના વીસરે, જાય કહો ક્યમ વીસારી;
વીચીત્ર ચપળા કેરાં ચાલે નથી કહેવાતાં વીસ્તારી.
ગોકુળથી મથુરાંમાં આવ્યો, મે'લી રાધા મેં પ્યારી;
ક્રશ્ણારાંમ એમ ક્રશ્ણ કહીને, સંભારે શહુણી નારી.

**ભગવાંન મથુરાં ગયા ત્યારે રાધીકાજી રૂદન કરે છે.**

સ્યાંમ સધાર્યા ક્યાંય તમારે, મુખે મીઠા મેહ વરસે;
ઓચીંતા આવી દરશણ દો, મારાં લોભી નયન તરસે.
હૈયા કેરી હાંશની હાંની, ક્યમ કરી ઓ ગીરીધારી;
પ્રેમ પંથે પડતા પેલાં, શે ના નાંખી મુને મારી.
કાળજડાની કોર હરીવર, જે મોરલીને મુખ ધરતો;
તે સુખનો સુરજ આથમીયો, આજ હશે તે ક્યાં ફરતો.
શું વેળા વીધીયે વણસાવી, એકલડી હું આજ થઈ;
નીશ દીન રસીયા સંગે રે'તી, તે વેળા મારી ક્યાં ગઇ.
રઢ લાગી રઢીયાળી સુરતે, મોહને મારૂ મન મોહ્યું;
નેત્ર ભરી નીરખું વાલાને; તે સુખ કોણે ક્યમ ખોયું

દેહ દમન કરવા આ કોણે, બુરો સમય તે ક્યમ આપ્યો;
શોકમય ભય ભીત રહુંછું; ન જાય દુખનો દીન માપ્યો.
સ્યાંમ વીના સંસારમાં સુની, મૃગ વૃંદેથી મૃગી અળગી;
ક્રષ્ણારાંમના સ્યામ તમારી, છાયા હું દેહે વળગી.

**ગરબી ૧ લી ક્રષ્ણ ઉવાચ.**

ગીરધારીરે વાત કહું તે વિચારોરે એ રાગ.

સુંણ વાંમારે જીવન તું છે મારૂ, તારૂં ચંદ્રવદન મુને પ્યારૂ;
સ્નેહ સીંધુરે ભર્યું કટાક્ષ જે તારૂ, તેને કેઇ પેર હુંય વીસારૂ.
ઝુલ.— ક્ષણ વીયોગ થાય જે તારોરે,
લાગે વીત્યાં વર્ષ હજારોરે, નથી અન્ય ઠર્યાનો આરોરે;
ઉર વસીયુંરે રૂપ રસીક તુજ ન્યારૂ, તારૂંચં૦તેને કેઈ૦ ૧
સુતાં સેજેરે જામીનીના જંપાય, મુને રેણ વેરણ સમજાય;
નથી ગમતુરે પલ એકના સોવાય, દીન કોટી કલપ જ્યમ જાય.
ઝુલ.— માટે અળગી થાશેન ક્યારેરે.
મારી પ્રાંણ પ્રીયા આ વારેરે, મુને માયા લાગી અપારરે;
ક્યમ કરવુંરે કેઈ પેરથી મન વારૂ, તારૂચં૦ તેને કેઈ૦ ૨
જોઈ તુજનેરે મુજ હૈડુ હરખાય, થાય સીતળ મારી કાય;
પળ દ્રષ્ટેરે જોતુના દરસાય, મારો પ્રાંણ ઘણો અકળાય.
તે તારે કાજે હું પ્યારીરે, મુજથી તું થાશ ન ન્યારીરે;
નથી તુજ સમી કોઈ નારીરે, મૃગ નયનીરે ઉપમા સેની ધારૂ.
તારૂ ચં૦તેને કેઈ૦ ૩
મંદ હાસ્યેરે માહાજન મેલે ધીર, લાગે તરલ નયનનો તીર;
તોહુંથીરે ન થાય હૈયું ધીર, જ્યમ મીન વીયોગી નર.
હું તારો ને તુ માહારીરે, ઘણી પ્રાંણ પ્રીયા સુખ કારીરે;

કહે ક્રષ્ણારામ મોરારીરે, મુને વાહાલીરે હમેશ વદને ઉચાર.
તારૂચંતેને કે૦ ૪

### દ્વિઅર્થી દુહો.

લીમડીએ સોભા ભલી, મહીપતી મંદીર સાર;
ચોરે મનસુખો કર્યો, દરસો દુખ હરનાર.
ક્રસ્ણ ક્રપાનિધી કર ક્રપા, સ્નાન તિર્થ ફળ આપ;
રાંક જન હું આપનો, મહા પાતિકને કાપ.
જોખમ લાગે જીવને, રામ રટે નહી જેહ;
ભવ બંધન ભવનાં ટળે ઈશ્વર સુમરે તેહ;

